

ધોરણ ત્રીજા તથા ચોથા માટે.

ગુજરાતના ખાસ વર્ણન સાથે.

# મુંબઈ ઈલાકાની ભૂગોળ.


છપાવી પ્રસિદ્ધ કરનાર.

પુરૂષોત્તમ મનસુખરામ શાહ.

મુ. અમદાવાદ.





અમદાવાદમાં

શ્રી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. અમર લાલ જેશીંગભાઈએ છાપ્યું.

આવૃત્તિ ૧ લી　　　　પ્રત ૨૦૦૦

સંવત ૧૯૬૮　　　　સને ૧૯૧૨


કીમત દોઢ આનો.



# મુંબઈ ઈલાકાની ભૂગોળ.

## ભાગ ૧ લો.

### વ્યાખ્યાઓ.

**મહોલ્લો, પોળ કે ફળીઉં**—કેટલાંક ઘરનો જથો.

**ગામ**—ઘણાં ઘર મળીને ગામ થાય છે.

**પરૂં:**—નાનું ગામ તે પરૂં.

**કસ્બો:**—જે ગામમાં મુસલમાનની વસ્તી વધારે હોય અને ગામ કરતાં સહેજ મોટું હોય તેને કસ્બો કહે છે.

**શહેર:**—જેમાં ગામ કે કસ્બા કરતાં વસ્તી વધારે હોય અને વેપાર સારો ચાલતો હોય તેને શહેર કહેવાય.

**તાલુકો:**—એક મામલતદારના તાબાને મુલક તે તાલુકો. તે ઘણાં ગામ મળીને થએલો હોય છે.

**જીલ્લો:**—એક કલેકટરના તાબાનો ખાલસા મુલક તે જીલ્લો. તે કેટલાક તાલુકા મળીને થએલો હોય છે.

**સંસ્થાન:**—એક દેશી રાજાના તાબાના મુલકને સંસ્થાન કહે છે.

**એજન્સિ:**—ઘણા દેશી રાજ્યોના સમુહને એજન્સિ કહે છે.

**પ્રાંત:**—આપના ભેદે કરીને કે કુદરતથી જુદા પડેલા જમીનના ભાગને પ્રાંત કહે છે.

**વિભાગ:**—ઘણા જીલ્લા, એજન્સિ અને સંસ્થાન મળી જે ભાગ થાય છે તેને વિભાગ કહે છે. તેના ઉપરી કમિશ્નર સાહેબ છે.

**ઇલાકો:**—ઘણાં પ્રાંત અને દેશી રાજ્યો મળી જે ભાગ થએલો હોય તેને ઇલાકો કહે છે. તેના ઉપરી ગવર્નર સાહેબ છે.

**તળાવ:**—ચાર બાજુ જમીન અને વચનાં પાણી તે તળાવ કહેવાય છે.

**સરોવર:**—મોટા તળાવને સરોવર કહે છે.

**નદી:**—મીઠા પાણીનો રેલો સરોવર કે પર્વતમાંથી નીકળી ઢળતી જમીનમાં વહી નદી, સમુદ્ર કે રણને મળે છે તેને નદી કહેછે.

**મુખ:**—નદી જે જગાએ મળે છે તેને નદીનું મુખ કહે છે.

**મૂળ:**—નદી જે જગાએથી નીકળે છે તેને નદીનું મૂળ કહેછે.

**ડુંગર:**—જમીન ઉપર ઘણા લાંબા ઉંચા ટેકરા હોય તેને ડુંગર કહે છે.

**પર્વત:**—ઘણા મોટા ડુંગરને પર્વત કહે છે.

**ઘાટ:**—પહાડમાં થઇને જવા આવવાના માર્ગને ઘાટ કહે છે.

**બેટ:**—ચારે બાજુ પાણીથી વિંટાએલા જમીનના ભાગને બેટ કહે છે.

**અખાત:**—સમુદ્રનો ફાંટો લાંબો થઇને ઘણા ગાઉ સુધી જમીનમાં ગએલો હોય તેને અખાત કહે છે.

**ભૂશિર:**—જમીનનો ફાંટો લાંબો થઇને ઘણા ગાઉ સુધી સમુદ્રમાં ગએલો હોય તેને ભૂશિર કહે છે.

**રણ:**—જે જમીન ઉપર ઘણા ગાઉ સુધી રેતી ... ઝાડ કે પાણી હોય નહિ તે ભાગને રણ કહે છે.

**રણદ્વીપ**—રણમાં કોઇ કોઇ જગાએ વાવેતર કરવા લાયક અને વસવા લાયક જમીન હોય અને ત્યાં પાણી વગેરે મળી શકે તેમ હોય તેને રણદ્વીપ કહે છે.

**દ્વીપકલ્પ:**—જે જમીનની ત્રણ બાજુ પાણી અને એક બાજુ જમીન આવેલી હોય તેને દ્વીપકલ્પ કહે છે.

**આગગાડી:**—આગ (દેવતા) થી ચાલતી ગાડી તે આગગાડી. તે વરાળના જોરે ચાલે છે. એન્જીનમાં દેવતા અને પાણી રાખવામાં આવે છે તેની વરાળ થાય છે

**ટનલ:**—પહાડ કે જમીનની અંદર થઇને જવાય એવો કોરીને માર્ગ બનાવેલો હોય તેને ટનલ કહે છે.

**સ્ટેશન:**—જે જગાએ આગગાડી ઉભી રહેતી હોય તથા માણસો અને માલની ચઢ ઉતર થતી હોય તેને સ્ટેશન કહે છે.

**આગબોટ:**—જે હોડી આગથી (વરાળથી) ચાલતી હોય તે આગબોટ. તે હોડી કરતાં ઘણી મોટી હોય છે.

**બંદર:**—જે ગામ નદી તથા દરીઆ કિનારે આવેલું હોય તથા ત્યાંથી વહાણ કે આગબોટથી માલ આવતો જતો હોય તેને બંદર કહે છે.

**દીવાદાંડી:**—સમુદ્રની અંદર પાણીની સપાટીની લગભગ ઉંચા ટેકરા આવેલા હોય કે જેને વહાણ કે આગબોટ અથડાય ભાગી જતી હોય તે જગા જણાવવાને ત્યાં આગળ જે થાંભલો ચણી દીવો કરવામાં આવે છે તેને દીવાદાંડી કહે છે.

બારૂ:—જે જગાએ વહાણ કે આગબોટ લંગારવામાં આવે છે તેને બારૂ કહે છે.

ડેલ્ટા:—નદી એક કરતાં ઘણા મુખે સમુદ્રને મળવાથી વચ્ચે જમીનનો જે ભાગ ત્રિકોણ આકારે બની રહે છે તેને ડેલ્ટા કહેછે.

નહેર:—નદીમાંથી ખેતીવાડીને પાણી પૂરૂં પાડવા માટે જે વહેળા કાઢેલા હોય છે તેને નહેર કહે છે.

## અધિકારીઓનાં કામ.

ગામના ઉપરીને પોલીસ પટેલ કે મુખી કહે છે. એ ઉઘરાતદારનું કામ કરે છે. કોઇ કોઇ ગામોમાં પોલીસ પટેલ અને ઉઘરાતદાર જુદા જુદા હોય છે. ગામનું મહેસુલ ઉઘરાવે, સીમમાં ખરડો ફરે વગેરે કામ ઉઘરાતદાર કરે છે. તે ઉપરાંત જે ગામમાં ઉઘરાતદાર અને પોલીસપટેલ એક હોય તેને ઉપરના કામ ઉપરાંત પોલીસપટેલ તરીકે ફોજદારી કામ, ડબાનું કામ અને જન્મ મરણના પત્રકનું કામ કરવું પડે છે. ફોજદારી કામમાં કંઇ ગુન્હા બન્યા હોય, અકસ્માત મરણ થયું હોય, પ્લેગ, કોલેરા વગેરે ચેપી રોગ ફાટી નીકળ્યા હોય, કાયદા વિરૂદ્ધ મંડળીઓ ભરાતી હોય તેવાં કામ પોલીસપટેલે કરવાનાં છે. ડબાનું કામ કરવા બદલ તેમને જુદું મહેનતાણું મળે છે. ઉઘરાતદારને મહેસુલ વસુલ કર્યા બદલ કાયમ પગાર ઉપરાંત લોકલફંડ એક આનાનો કર વસુલ કર્યા બદલ સેંકડે અમુક ટકા મહેનતાણું મળે છે. તેના તાબામાં હવાલદાર તથા રાવણીઆ વગેરે તેમને મદદ કરવા માટે રાખવામાં આવેલા હોયછે.

તલાટી ગામના હિસાબી કાગળો તૈયાર કરે છે તે ઉપરાંત

પોલીસપટેલને લખવાના કામમાં મદદ કરે છે, તેમજ સરકારમહેસુલ ઉઘરાવવામાં પણ મદદ કરે છે.

મહાલના ઉપરીને **મહાલકારી** કહે છે. એ પેટા મહાલનું મહેસુલ વસુલ કરવાનું અને તગાવી આપવાનું કામ કરે છે.

તાલુકાના ઉપરીને **મામલતદાર** કહે છે. એ તાલુકાનું મહેસુલ ઉઘરાવે છે, તાલુકાની આબાદી સંબંધી દેખરેખ રાખે છે અને તગાવી આપવાનું કામ કરે છે. મહાલકારી અને મામલતદારને માજીસ્ટ્રેટની સત્તા આપી હોય તો તે ફોજદારી કેસ ચુકવે છે.

**હુજુર ડેપ્યુટી કલેકટર**—જીલ્લાની ત્રિજોરીનું કામ કરે છે. સત્તા હોય તો ફોજદારી કેસ ચુકવે છે.

બે કે ત્રણ તાલુકાના જથાના ઉપરીને **આસિસ્ટંટ કલેકટર** કહે છે. તે પોતાના તાબાના તાલુકામાં કલેકટર તરીકેનું બધું કામ કરે છે આસિસ્ટંટ કલેકટર અને ડેપ્યુટિ કલેકટરનું કામ એક સરખુંજ છે. એમના તાબાંના મુલકને ડિવિઝન કહે છે.

જીલ્લાના ઉપરીને **કલેકટર** કહે છે. તે જીલ્લાના મહેસુલ સંબંધી તથા બીજા વેરાઓ સંબંધી તમામ કામ ઉપર દેખરેખ રાખે છે. દરસાલ કેટલી રકમ વસુલ કરવાની છે, છુટ મુકવાની છે તથા મુલતવી રાખવાની છે તે બાબતનો આંકડો તૈયાર કરે છે, તથા સાધારણ રાજ્ય વહીવટ સંબંધી તમામ કામ તે કરે છે. જીલ્લાનાં ફોજદારી કેશ તરીકેનાં તમામ કામ તપાસવાં તથા માસિક પત્રકો તપાસી હાઇકોર્ટમાં મોકલવાં અને જીલ્લાનાં તમામ ખાતાઓ જેવાં કે પોલીસ, એન્જીનીઅર, કેળવણી, દવાખાનાં, તગાવી, લોકલબોર્ડ, મ્યુનિસિપલબોર્ડ વગેરે ઉપર દેખરેખ રાખવી તથા પોતાના તાબાની

રૈયતની સુખાકારી સાચવવી અને તેમની સ્થિતિ સુધારવા તજવીજ કરવી વગેરે કામ તેમને કરવાનાં છે.

પ્રાંત કે વિભાગના ઉપરીને **કમિશ્નર** કહે છે. કલેકટરપોતાના જીલ્લા માટે જેટલી સંભાળ રાખે છે તેટલી તેમણે પોતાના વિભાગ માટે રાખવી, અને સરકારના હુકમો અમલમાં લાવવા એ તેમનું કામ છે.

**સબરજીસ્ટર**—દસ્તાવેજો નોંધે છે તથા તેની નકલો રાખેછે.

**સબઇન્સ્પેકટર:**—ધાડ, ચોરી, લુટફાટ, મારામારી વગેરના કેસો પકડવા અને પોલીસપટેલ તરફથી તેવા ગુન્હાઓ જણાવવામાં આવ્યા હોય તેની તપાસ કરી તે માજીસ્ટ્રેટના આગળ મોકલી દેવા. એમને ફોજદાર પણ કહે છે,

**પોલીસ ઇન્સ્પેકટર:**—પોતાના તાબાના સબઇન્સ્પેકટરો (ફોજદારો) ના કામ ઉપર દેખરેખ રાખે છે.

**પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ:**—પોતાના જીલ્લાનાં ફોજદારી કામો ઉપર દેખરેખ રાખે છે.

એજન્સિના ઉપરીને **પોલિટિકલ એજન્ટ** કહે છે. તે દેશી રાજાઓને સલાહ આપે છે, અને રાજાઓ રાજ્યમાં સારો બંદોબસ્ત રાખે છે કે નહિ તેની દેખરેખ રાખે છે. એ ઉપરાંત તેઓ રાજા રજવાડામાંથી ખંડણી વસુલ કરી ગાયકવાડ અથવા બીજા જે સસ્થાનને ભરવાની હોય તેને ભરે છે, કોઇ રાજા, ઠાકોર, નવાબ વગેરે બાળકુંવરને મૂકી મરી જાય છે ત્યારે તેના સંસ્થાંનનોહવાલો પોલિટિકલ એજન્ટ લે છે, અને સંસ્થાનનું કામ સંભાળથી ચલાવી મરનાર દેવું મૂકી ગયો હોય તે અદા કરે છે. તેના હાથ નીચે આસિસ્ટંટ પોલિટિકલ એજન્ટ અને થાણદાર હોય છે.

**સેનેટરી બોર્ડ:**—માણસો તથા ઢોરને સ્વચ્છ પીવા લાયક પાણી મળે તેવો બંદોબસ્ત કરવો, ગામમાં મહોલ્લા વગેરે સ્વચ્છ રખાવવા, જળાશય ઉપર જવા આવવાના માર્ગ દુરસ્ત કરાવવા, ચેપી રોગ ફાટી નીકળે તો તે સંબંધી બનતા ઉપાય લેવા અને ગામની સુખાકારી સાચવવી. તેમાં ત્રણ કે ચાર ગામના મેંબરો અને તેમાંથી એક ચેરમેન નીમવામાં આવે છે. કોઇ કોઈ જગાએ સેનેટરીબોર્ડો રસ્તાપર દીવા પણ કરાવે છે.

**મ્યુનિસિપલબોર્ડ:**—શહેરના અમુક લત્તા પાડી તેમાંથી રૈયત મેંબરો પસંદ કરે છે, અને થોડા સરકાર પસંદ કરે છે. આ પ્રમાણે પસંદ થએલા મેમ્બરોનું મંડળ તે મ્યુનિસિપલબોર્ડ અથવા મ્યુનિસિપાલકમીટિ કહેવાય છે. તેમને શહેરમાં સ્વચ્છતા રખાવવી, ચોક્ખું પાણી પૂરૂં પાડવું. રસ્તા સાફ રખાવવા, પાણી છંટાવવું, રસ્તાપર દીવા કરાવવા, નિશાળોની સંભાળ રાખવી, દવાખાનાની સંભાળ રાખવી, મ્યુનિસિપલ તાબાના જમીન કોઇ દબાવે નહિ. તેની સંભાળ રાખવી, કોહેલાં શાકભાજી તથા બગડેલાં અનાજ વેચવા ન દેવાં, કોઇ રોગ ફાટી નીકળે તો તાબડતોબ તેના ઉપાય લેવા વગેરે કામ કરવાનાં હોય છે.

**દીવાની ખાતુ:**—જીલ્લાનાં મોટાં મોટાં સ્થળોમાં મુનસફો રાખવામાં આવેલા હોય છે. તેમને સબોર્ડિનેટ જડજ કહે છે. તે દેવાલેણાનો તથા એક બીજાની જમીન અને મિલ્કત દબાવેલી હોય તેનો તથા વારસાનો ઇન્સાફ કરે છે. તેમના ઉપરી પ્રાંતના જડજ સાહેબ હોય છે, અને તેમના ઉપરી ઇલાકાની હાઇકોર્ટના જડજ સાહેબ હોય છે. પ્રાંતના અને હાઇકોર્ટના જડજ સાહેબો દીવાની સાથે ફોજદારી કામની અપીલો પણ સાંભળે છે.

**કેળવણી ખાતું:**—દરેક જીલ્લામાં એક ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હોય છે. તે જીલ્લાની કેળવણીની સંભાળ રાખે છે. તેમના તાબામાં આસિસ્ટંટ ડેપ્યુટીઓ હોય છે. તેમના ઉપરી પ્રાંત કે વિભાગની કેળવણીની દેખરેખ રાખનાર એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ હોય છે, અને ઇલાકાને માટે ડિરેક્ટર સાહેબ હોય છે.

સડકો તથા મકાન કરાવવા માટે દરેક જીલ્લામાં એક એન્જીનીઅર અને તેના તાબામાં સબએન્જીનીઅરો રાખેલા હોય છે.

દરેક તાલુકામાં શીતળા કાઢવા માટે વેક્શીનેટરો રાખેલા હોય છે. તેમના ઉપરી સેનેટરી કમિશ્નર સાહેબ હોય છે.

જીલ્લાનાં ઢોરની દવા કરવા માટે સરકારે વેટરનરી ડાક્તરો રાખેલા હોય છે.



# ભાગ ૨ જો.

## મુંબઇ ઇલાકો.

**સીમાઃ**—ઉત્તરે બલુચિસ્તાન અને પંજાબ, પૂર્વે રજપુત સંસ્થાન, મધ્યહિંદુસ્તાનનાં દેશી રાજ્યો, મધ્યપ્રાંતો અને નીઝામનું રાજ્ય છે. દક્ષિણે મદ્રાસ ઇલાકો ને મ્હેસુર છે, અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**કુદરતી વિભાગોઃ**—૧ ગુજરાત, ૨ કચ્છ, ૩ સિંધ, ૪ મહારાષ્ટ્ર અને ૫ કાનડા.

**રાજકીય વિભાગોઃ**—ઉત્તરવિભાગ, સિંધ, મધ્યવિભાગ, અને દક્ષિણ વિભાગ. મુંબઇ શહેરને આ વિભાગોમાં ગણેલું નથી પણ તે એક જુદોજ વિભાગ ગણાય છે.

## ઉત્તરવિભાગ અને ગુજરાત.

**સીમાઃ**—ઉત્તરે કચ્છનું રણ અને સિરોહી, દક્ષિણે થાણા જીલ્લો, પૂર્વે માળવા ને ખાનદેશ અને પશ્ચિમે કચ્છનો અખાત અને અરબી સમુદ્ર છે.

**જીલ્લાઓઃ**—૧ અમદાવાદ, ૨ ખેડા, ૩ ભરૂચ, ૪ પંચમહાલ ૫ સુરત, ૬ થાણા.

**દેશી રાજ્યોઃ**—૧ ગાયકવાડનો મુલક, ૨ કાઠિયાવાડ એજન્સિ, ૩ પાલણપુર એજન્સિ, ૪ મહીકાંઠા એજન્સિ, ૫ રેવાકાંઠા એજન્સિ, ૬ સુરત એજન્સિ, ૭ ખંભાત સંસ્થાન ને ૮ જવાર સંસ્થાન.

ઉપરના ભાગોમાંથી થાણા જીલ્લો અને જવ્વાર સંસ્થાન બાદ કરે તો ગુજરાત પ્રાંત થઇ રહે અને કાઠિઆવાડ એજન્સિ તથા ગાયકવાડનો મુલક બાદ કરે તો ઉત્તર વિભાગ થઇ રહે.

## અમદાવાદ જીલ્લો.

**તાલુકા:**—૧ દશક્રોઇ, ૨ વિરમગામ, ૩ પ્રાંતીજ, ૪ સાણંદ, ૫ ધોળકા અને ૬ ધંધુકા.

**પેટા મહાલ:**—મોડાસા અને ઘોઘા.

**નદી:**—સાબરમતી, હાથમતી, વાત્રક, મેશ્વો અને માઝુમ.

## શહેરોની હકીકત.

**અમદાવાદ:**—ઇ. સ. ૧૪૧૨ માં ગુજરાતના સુલતાન અહમદશાહે સાબરમતી નદીને કાંઠે વસાવ્યું હતું અને પોતાના નામ ઉપરથી એનું નામ અમદાવાદ રાખ્યુ હતું. અહીં ઉત્તરવિભાગનો કમિશ્નર તથા અમદાવાદ જીલ્લાનો કલેકટર રહે છે. રેશમી તથા સુતરાઉ કાપડ સારૂં થાય છે. અહીં શાહઆલમનો રોજો, જુમામસીદ, કાંકરીઉ તળાવ, દાદાહરીરની વાવ વગેરે જોવા લાયક છે.

**વીરમગામ:**—આ શહેરની પાડોશમાં સિદ્ધરાજની મા મીનલદેવીનું બંધાવેલું મુનસર તળાવ છે. અહીં મુખ્ય વેપાર રૂનો છે.

**ખારાઘોડા**—અહીં વરાગડું મીઠું પકવવામાં આવે છે.

**ધોળકા:**—આ ગામ સૂંઠ, દાડમ, કેળાં, જા[illegible] વગેરે માટે પ્રખ્યાત છે. અહીં મીનલદેવીનું બંધાવેલું મલાવ તળાવ છે. પ્રથમ મહાભારતમાં આવેલું વિરાટનગર આ જગાએ હતું. આ તાલુકાની જમીન ભેજવાળી હોવાથી ત્યાંનાં હવાપાણી નબળાં ગણાય છે.

**પ્રાંતીજ:**—સાબુ સારા થાય છે.

**ઘોઘા:**—દરીઆ પાસે હોવાથી આ ગામની હવા સારી ગણાય છે, તેથી ઘણા લોકો ઉનાળામાં હવા ખાવા જાય છે. પહેલાં આ મોટું બંદર હતું.

## ખેડા જીલ્લો.

**તાલુકા:**—કપડવંજ, ઠાસરા, આણંદ, નડિઆદ, મહેમદાવાદ માતર ને બોરસદ.

**નદીઓ:**—મહી, સાબરમતી, વાત્રક, શેઢી, મેશ્વો, મહે અને ખારી.

## શહેરોની હકીકત.

**કપડવંજ**—કાચની શીશે તથા સાબુ માટે પ્રખ્યાત છે.

**લસુંદ્રા:**—ઉના પાણીના કુંડ માટે પ્રખ્યાત છે

**ડાકોર:**—ત્યાં રણછોડજીનું મોટું મંદિર છે, તેથી માણેકઠારી પુનેમે મોટો મેળો ભરાય છે.

**નડિઆદ:**—આખા જીલ્લામાં મોટું ગામ છે. ત્યાં સંતરામ મહારાજનું મોટું મંદિર છે.

**વડતાલ:**—સ્વામિનારાયણ ધર્મવાળાનું જાત્રાનું મુખ્ય ધામ છે.

**ખેડા:**—આ ગામ વાત્રક અને શેઢી નદીના સંગમ ઉપર છે. ત્યાં જીલ્લાના કલેકટર સાહેબ રહે છે.

**મહેમદાવાદ:**—એનું અસલ નામ મહમુદાબાદ હતું. તે ઇ. સ. ૧૪૭૯ માં મહમુદ બેગડાએ વસાવ્યું હતું.

**આણંદ:**—અહીં રેલવેનું જંકશન છે. અહીંથી એક ગાડી ખંભાત તરફ અને બીજી ગોધરા તરફ જાય છે.

**વિશેષ હકીકત:**—આ જીલ્લાના શેઢી અને મહી નદી વ-

એના ગામને ચરોતર કહે છે. ત્યાંની જમીન સારી છે અને તમાકુનો પાક ઘણોજ થાય છે કપડવંજમાં કાચ અને સાબુ બનાવવાનાં કારખાનાં છે, તથા કપડવંજની પાસે માજમ નદી છે ત્યાંથી અકીકના પત્થર નીકળે છે.

## પંચમહાલ જીલ્લો.

તાલુકા:—ગોધરા, દાહોદ અને કાલોલ.

પેટામહાલ:—હાલોલ અને ઝાલોદ.

નદી:—મહી.

## શાહેરોની હકીકત.

ગોધરા:—અહીં જીલ્લાનો કલેક્ટર રહે છે. આ ગામ પાસે ગોધરક નામે તળાવ છે.

હાલોલ:—મહમુદ બેગડાના વખતમાં હાલુર નામના સુથારે સુંદર બાગ બનાવ્યો હતો, તે ઉપરથી તેણે આ ગામનું નામ હાલોર રાખ્યુ હતું.

દાહોદ:—અહીં ઔરંગઝેબ રાજાનો જન્મ થયો હતો. અહીં સિંધિયા અને હોલ્કરની બે હદો ભેગી થાય છે માટે આ ગામનું નામ દોહદને બદલે દાહોદ પડયું છે.

ચાંપાનેર:—વનરાજના ચાંપા નામના પ્રધાને આ શહેર વસાવ્યું હતું, તે ઉપરથી તેનું નામ ચાંપાનેર રાખ્યું હતું. હાલ તે ખંડેર છે.

વિશેષ હકીકત:—આ જીલ્લામાં પાંચ મહાલ આવેલા હોવાથી તેનું નામ પંચમહાલ પાડ્યું છે. આ જીલ્લામાંથી મહુડાં અને ઇમારતી લાકડાં ઘણાં પરદેશ જાય છે. ગોધરા પાસે કુવા

ગામ આગળ ઉના પાણીના કુંડ છે. આ જીલ્લામાં પાવાગડની ત-
ળેટીમાં કાળકામાતાનું દહેરૂં છે.

### ભરૂચ જીલ્લો.

તાલુકાઃ—ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ ને જંબુસર.

પેટામહાલઃ—હાંસોટ.

નદીઃ—નર્મદા.

### શહેરોની હકીકત.

**ભરૂચઃ**—આ શહેર નર્મદા નદીને દક્ષિણ કિનારે ટેકરીપર પાઘડી પને આવેલું છે. તેમાં ભૃગુઋષિનો આશ્રમ હતો તે ઉપરથી તેનું નામ ભરૂચ પડેલું છે. અહીં બળીરાજાએ કરેલા યજ્ઞની જગા તથા ભૃગુઋષિનું દહેરૂં જોવા લાયક છે.

**અંકલેશ્વરઃ**—અહીંથી નાંદોદ જવાની નાના માપની ગાડીછે.

**ભાડભુતઃ**—અહીં ભાડભુતેશ્વર મહાદેવનું દહેરૂં છે તેથી તેનું નામ ભાડભુત પડયું છે. જ્યારે અધિક ભાદરવો મહીનો આવે છે ત્યારે અહીં મોટી જાત્રા ભરાય છે. આ શહેર નર્મદાને કાંઠે છે.

**શુકલતીર્થઃ**—અહીં કાર્તિકી પુનમે મેળો ભરાય છે, તથા ઓંકારેશ્વરની મોટી મૂર્ત્તિ છે. આ શહેર નર્મદાને કાંઠે છે.

**વિશેષ હકીકત.**—ભરૂચ જીલ્લાના ઘણા ભાગને કાનમ કહે છે. એ ભાગમાં રૂનો પાક ઘણો થાય છે. શુકલતીર્થ પાસે કબીર-વડ નામનો મોટો વડ છે. એ એટલો મોટો હતો કે તેની નીચે ૭૦૦૦ માણસનું લશ્કર ખુશીથી રહી શકતું. કબીરે દાતણ કરી ચીરી નાંખી હતી તેમાંથી આ વડ ઉગેલો કહેવાય છે.

## સુરત જીલ્લો.

**તાલુકા:**—ઓરપાડ, ચોર્યાસી, જલાલપોર, વલસાડ, પારડી, માંડવી, બારડોલી અને ચીખલી.

**પર્વત:**—પારનેરા.

**નદી:**—તાપી.

## શહેરોની હકીકત.

**સુરત:**—આ શહેર તાપી નદીને કાંઠે આવેલું છે. સુરતા નામની રામજણી પરથી એ શહેરનું નામ સુરત પડયું છે. રેશમી કાપડ તથા કસબ કામ માટે પ્રખ્યાત છે.

**વલસાડ:**—બંદર છે. અહીંથી ઇમારતી અને બાવળનાં લાકડાં, અનાજ, ગોળ અને ઇંટ બહારગામ મોકલવામાં આવે છે.

**તીથલ:**—વલસાડ પાસે દરીઆ કિનારાપર હવા ખાવાનું સ્થળ છે.

**ડુમસ:**—દરીઆ કિનારાપર હવા ખાવાનું સ્થળ છે. તે સચીનના રાજ્યને તાબે છે.

**ઉદવાડા:**—પારસીઓનું જાત્રાનું ઠેકાણું છે.

**હજીરા:**—તાપી નદીના મુખ ઉપર હવા ખાવાનું ઠેકાણું છે. આ ગામનું નામ ઢઉ છે, પણ ત્યાં વોડસ સાહેબની કબર (હજીરો) છે, તેથી તે જગા હજીરાને નામે ઓળખાય છે. ત્યાં દીવાદાંડી છે.

**બહુધાન:**—તાપી નદીને કાંઠે આવેલું જાત્રાનું ઠેકાણું છે. ત્યાં બાર વર્ષે જાત્રા ભરાય છે.

**રાંદેર:**—ત્યાંનાં બોર વખણાય છે.

**વિશેષ હકીકત.**—આ જીલ્લામાં માંડવી તાલુકાની હવા

જંગલોને લીધે ખરાબ ગણાય છે. આ જીલ્લાના ગાયકવાડી રાજ્ય-થી બે ભાગ પડે છે, એટલે માંડવી અને બારડોલી તાલુકા બીજા તાલુકાથી જુદા પડે છે.

## થાણા જીલ્લો.

**તાલુકા:**—ડાહાણું, માહીમ, વસાઇ, સાષ્ટી, ભીંવડી, વાડે, શાહપુર, મુરવાડ અને કલ્યાણ. આમાંના પહેલા પાંચ તાલુકા દરીઆ કિનારે આવેલા છે.

## શહેરોની હકીકત.

**થાણા:**—આ શહેર મુંબઇ પાસે આવેલું હોવાથી કેટલાક લોકો ત્યાં રહી જાઆવ કરે છે.

**વાંદરા:**—મુંબઇથી નવ માઇલપર આવેલું છે. એ થાણા જીલ્લાનું નાકું છે.

**વસઇ:**—એ વસઇ સ્ટેશનથી પાંચ માઇલપર આવેલું છે. ત્યાં પાન, શેરડી, કેળાં વગેરે થાય છે.

**બોરીવલ્લી:**—સ્ટેશનથી દોઢ માઇલપર **કનેરી** ગુફા જોવા લાયક છે.

**કલ્યાણ:**—પહેલાં આ શહેરનું નામ મુસલમાનોએ ઇસ્લા-માબાદ રાખ્યું હતું. અહીંથી જી. આઇ. પી. રેલવેનો એક ફાંટો નાશક તરફ જાય છે.

**વિશેષ હકીકત:**—અહીં મરાઠી ભાષા બોલાય છે. તેથી આ જીલ્લો ગુજરાતથી જુદો પડે છે. અહીંના બ્રાહ્મણો ચિત્તપાવન અને કોકણસ્થ કહેવાય છે. આ જીલ્લામાં વરસાદ વધારે પડે છે. અને જમીન પથરાવાળી છે તેથી ડાંગરનો પાક ઘણો થાય છે. ફ

નારાના તાલુકા ફળદ્રુપ હોવાથી ત્યાં શેરડી, કેળાં, પાન, આદુ, નાળિએર વગેરે થાય છે. આગાશીમાં સુકાં કેળાં થાય છે. ભાયંદર અને વસઇ ગામ આગળ મીઠું પકવવામાં આવે છે.

### પાલણપુર એજન્સિ.

આ એજન્સિમાં નાનાં મોટાં મળીને તેર રાજ્યો છે. તેમાં પાલણપુર, અને રાધનપુર મુખ્ય છે.

**નદીઓ:**—બનાસ અને સરસ્વતિ. આ બે નદીઓ દરીઆને મળતી નથી પણ રણમાં સમાઇ જાય છે માટે કુંવારી નદીઓ કહે વાય છે. સરસ્વતિ નદી પવિત્ર ગણાય છે અને તેમાં નહાવા માટે ઘણા લોકો જાય છે.

### શાહેરોની હકીકત.

**પાલણપુર:**—મુસલમાની રાજ્ય છે. ત્યાંના રાજાને દિવાન કહે છે.

**ડીસા:**—અંગ્રેજી લશ્કરની છાવણી છે.

**રાધનપુર:**—અહીંના રાજા નવાબ કહેવાય છે. અહીં મુખ્ય નિકાશ સુરોખાર છે.

**મુંજપર:**—વેપારનું સ્થળ છે.

**વિશેષ હકીકત:**—આ એજન્સિનો સર્વથી ઉપરી અમલદાર પોલિટિકલ એજન્ટ કહેવાય છે. તેનું સદર સ્ટેશન પાલણપુર છે. ઉનાળાની ઋતુમાં આ એજન્સિમાં સખ્ત તાપ પડે છે. ઘણા ભાગમાં રેતીનું મેદાન હોવાથી ત્યાં ઉંટ ઉપર મુસાફરી કરવી પડે છે. આ ભાગના લોકો મારવાડ પાસે આવ્યાને લીધે કંઇક અંશે મારવાડીને મળતા આવે છે. સુરોખાર, અનાજ, સરસવ, તલ, કપાસ, ગુંદર અને કેવડાનું અત્તર વેપારની મુખ્ય ચીજો છે.

## મહીકાંઠા એજન્સિ.

આ એજન્સિમાં ૬૩ દેશી રાજ્યો છે. તેમાં મુખ્ય ઇડર, દાંતા, પેથાપુર, વડાળી અને માલુસણા છે.

**નદીઓ:**—સાબરમતી, વાત્રક, હાથમતી અને સરસ્વતિ.

ઇડરના રાજ્યમાં મુખ્ય શહેર ઇડર અને **અમનગર** છે.

**ઇડર:**—રાજધાનીનું શહેર છે. ત્યાં રાઠોડ રજપૂતરાજા રહે છે.

**અમનગર:**—અમદાવાદના સુલતાન અહમદશાહે ઇડરના રાજાને દાબમાં રાખવાને ઇ. સ. ૧૪૨૭ માં આ શહેર વસાવ્યું હતું. એનું અસલ નામ અહમદશાહના નામ ઉપરથી અહમદનગર હતું. તેની પાડોશમાં પથરાની ખાણો છે.

**દાંતાનું રાજ્ય:**—અંબામાતાના દહેરા તથા આરાસુર પહાડને લીધે પ્રખ્યાત છે. દહેરાની આવક રાજ્યમાં જમા થાય છે. ત્યાંનો રાજા પરમાર રજપુત છે.

**વિશેષ હકીકત:**—હાથમતી નદીમાંથી નહેરો કાઢી ખેતીવાડીને પાણી પૂરૂં પાડવામાં આવે છે. ઘણીખરી વસ્તી કોળી અને ભીલ લોકોની છે. ઉત્તર અને પુર્વનો ભાગ ડુંગરાળ અને જંગલવાળો છે. એજન્સિનો વહીવટ ચલાવવા એક પોલિટિકલ એજન્ટ **સાદરામાં** રહે છે.

## રેવાકાંઠા એજન્સિ.

આ એજન્સિમાં ૬૨ નાનાં દેશી રાજ્યો છે.

**મુખ્ય રાજ્યો:**—રાજપીપળા, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સુંથ, વાડાસીનોર વગેરે.

**નદીઓ:**—મહી, નર્મદા.

**પર્વતો:**—વિંધ્યાચળ અને રાજપીપળાના ડુંગર

## શાહેરોની હકીકત.

**નાંદોદ:**—કરજણ નદી ઉપર આવેલું છે. રાજા ગોહીલ રજપુત જાતનો છે. તેણે પોતાના રાજ્ય માટે રેલ્વે બાંધી છે. અહીં એક હાઇસ્કુલ છે.

**લુણાવાડા:**—સોલંકી રજપુત રાજાના તાબામાં છે.

**વાડાશીનોર:**—અહીંનો નવાબ બાબી કુટુંબનો છે.

**સુંથ:**—પરમાર જાતના રજપુતના તાબામાં છે.

**વિશેષ હકીકત:**—આ એજન્સિનાં કેટલાંક રાજ્યો રેવા (નર્મદા) નદી ઉપર આવેલાં હોવાથી તેનું નામ રેવાકાંઠા એજન્સિ પાડયું છે. છોટાઉદેપુર અને બારીઆના રાજ્યોની હવા જંગલોને લીધે ખરાબ ગણાય છે. આ એજન્સિના જંગલોમા શિકાર કરવા લાયક જંગલી જનાવરો વાઘ, ચિત્તા, રીંછ, ડુક્કર વગેરે નજરે પડે છે. આ એજન્સિનું કામ પોલિટિકલ એજન્ટ તરીકે પંચમહાલના કલેકટર સાહેબ કરે છે તેનું સદર સ્ટેશન ગોધરા છે. ડુંગરોમાંથી અકીક, આરસ, લાલ, સફેદ વગેરે જુદાજુદા રંગના પત્થરો નીકળે છે અને જંગલોમાંથી મધ અને ચારોળી મળી આવે છે.

## સુરત એજન્સિ.

**મુખ્ય રાજ્યો:**—વાંસદા, ધરમપુર, સચીન અને ડાંગ.

**વાંસદા:**—અહીંનો રાજા સોલંકી રજપુત છે. આ રાજ્યમાં ઉનાઈ ઉનાઇનો ઉના પાણીનો કુંડ છે. અહીં દરવર્ષે ચૈત્રી પુનમે મેળો ભરાય છે. અહીંના જંગલોમાં ઇમારતી લાકડું પુષ્કળ થાયછે.

**ધરમપુર:**—અહીંનો રાજા સિસોદીઆ જાતનો રજપુત છે. જંગલોને લીધે હવા ખરાબ ગણાય છે, પણ ઇમારતી લાકડાંનો મોટો વેપાર ચાલે છે. રાજધાનીનું શહેર ધરમપુર છે.

**સચીન.**—અહીંનો રાજા નવાબ કહેવાય છે. મુખ્ય શહેર સચીન અને ડુમસ છે. ડુમસ દરીઆ કિનારે હોવાથી હવાખાવાનું સ્થળ છે.

**ડાંગ:**—આ રાજ્ય તદન જંગલનો પ્રદેશ છે. મુખ્ય પાક જુ-વાર, બાજરી, બટાટા ને ઘઉં છે.

**વિશેષ હકીકત:**—આ એજન્સિનું પોલિટિકલ એજન્ટ ત-રીકેનું કામ સુરત જીલ્લાના કલેક્ટર સાહેબ કરે છે. તેનું સદર સ્ટેશન સુરત છે.

## ખંભાત સંસ્થાન.

ખેડા જીલ્લાના કલેક્ટર સાહેબ આ સંસ્થાનના પોલિટિકલ એજન્ટ તરીકેનું કામ કરે છે. આ સંસ્થાનની જમીનમાં ઘણો ખાર હોવાથી ત્યાં દર પાંચ વર્ષે નવા કુવા ખોદાવવા પડે છે. રાજપીપ-ળાના બાગો તરફથી તથા કપડવંજ તરફથી અકીકના પત્થરો આવે છે તે પકવી તેનાં બોરીયાં, ખેરીંગ વગેરે બનાવવાનો ત્યાં મોટો હુન્નર છે. અહીંનો રાજા મોગલ જાતનો મુસલમાન છે. મુખ્ય શહેર ખંભાત છે. તેનું જુનું નામ સ્તંભાવતી હતું. પહેલાં આ ઘણું મોટું બંદર હતું પણ હાલમાં દરીઓ પાંચ માઈલ દૂર હોવા-થી વેપાર ભાગી ગયો છે.

## જવાર સંસ્થાન.

અહીંનો રાજા કોળી જાતનો છે. આ સંસ્થાનનું પોલિટિ...

એજન્ટ તરીકેનું કામ થાણા જીલ્લાના કલેકટર સાહેબ કરે છે. આ સંસ્થાનમાં જંગલો અને ડુંગરો ઘણા છે.

## કાઠિઆવાડ એજન્સિ.

કાઠિઆવાડના ચાર પ્રાંત કરેલા છે. (૧) હાલાર, (૨) ઝાલાવાડ, (૩) ગોહિલવાડ, (૪) સોરઠ. આ દરેક પ્રાંતના ઉપરીને પોલિટિકલ એજન્ટ કહે છે. તેમનાં સદર સ્ટેશન અનુક્રમે રાજકોટ, વઢવાણ, સોનગઢ અને જેતલસર છે. આ ચાર પોલિટિકલ એજન્ટોના ઉપરીને એજન્ટ ટુ ધ ગવર્નર કહે છે. તે છલાકાના ગવર્નરની તાબે છે. તે રાજકોટમાં રહે છે.

પર્વતો:—ગીર, ગીરનાર, શેત્રુંજો ને બરડો.

ગીરના ડુંગરોમાં સિંહ ઘણા છે, ગીરનાર અને શેત્રુંજા પર્વત ઉપર જૈન લોકોનાં દહેરાં છે. બરડાના ડુંગરમાંથી સોમખંડ નીકળે છે.

નદીઓ:—ભાદર અને શેત્રુંજી

કાઠિઆવાડની નદીઓ ઘણીજ નાની છે; કારણ કે દરીઓ ઘણો ઘણોજ પાસે આવેલો છે.

બંદરો:—દ્વારકાં, પોરબંદર, વેરાવળ, દીવ, જાફરાબાદ અને ભાવનગર.

### શહેરોની હકીકત.

રાજકોટ:—અહીંની હવા ઘણી સારી છે. કાઠિઆવાડ એજન્સિનો એજન્ટ ટુ ધ ગવર્નર અહીં રહે છે. રાજકુમારોને ભણવા માટે એક શાળા, એક હાઇસ્કુલ અને બે ટ્રેનિંગ કોલેજો છે.

જુનાગઢ:—રાજધાનીનું શહેર છે. અહીં બાબી કુટુંબનો નવાબ રાજ્ય કરે છે. હાઇસ્કુલ અને નવાબ સાહેબનો મહેલ જોવા લાયક છે.

**સોમનાથપાટણ:**—ઇ. સ. ૧૦૨૫ માં મહમદ ગઝની ચઢાઈ કરી પુષ્કળ ધન લઇ ગયો હતો.

**પોરબંદર:**—જેઠવા રજપુત રાજાની રાજધાની છે. અહીંથી મુંબાઇ, સુરત, અમદાવાદ વગેરે જગાએ પત્થરો મોકલવામાં આવે છે. આ શહેરની જગાએ સુદામાપુરી હતી.

**વઢવાણ:**—કેમ્પમાં તાલુકાદારી ગરાશીઆ સ્કુલ છે.

**ભાવનગર:**—ઇ. સ. ૧૭૪૨ માં ભાવસીંગે વસાવ્યું હતું. હાલનાં ત્યાંથી દરીઓ વેગળો ગએલો છે, માટે ખાડી માર્ગે વહાણો આવે છે. અહીં એક મહાવિદ્યાલય, એક હાઇસ્કુલ અને એક બીજ છે.

**મોરબી:**—રાજધાનીનું શહેર મચ્છુ નદી ઉપર આવેલું છે. એમાં જાડેજા રજપુતનું રાજ્ય છે

**ગોંડલ:**—ગરાશીઆઓ માટે એક સ્કુલ તથા હાઇસ્કુલ છે.

**નવાનગર:**—કંકુ તથા રેશમી અને કસબના ભરતકામ માટે પ્રખ્યાત છે. ત્યાંનો રાજા જાડેજા રજપુતનો શીરોમણી ગણાય છે. રાજાના નામ ઉપરથી તેને જામનગર પણ કહે છે.

**પાલીતાણા:**—શેત્રુંજાના ડુંગરને લીધે પ્રખ્યાત છે. જૈનલોકોનું જાત્રાનું ઠેકાણું છે.

**ધ્રાંગધ્રા:**—સારું પ્રખ્યાત છે. ઝાલા જાતના રજપુત રાજાઓ રાજ્ય કરે છે.

**જાફરાબાદ:**—મુસલમાનને તાબે છે, ને જંજીરાના નવાબના કબજામાં છે.

## ગાયકવાડી રાજ્ય.

આ રાજ્યના ચાર પ્રાંત કરેલા છે. (૧) વડોદરા પ્રાંત, (૨) કડી પ્રાંત, (૩) નવસારી પ્રાંત. (૪) અમરેલી પ્રાંત. આ ચાર પ્રાંતમાં કડી પ્રાંત સૌથી મોટામાં મોટા છે.

**નદીઓ.**—બનાસ, સરસ્વતિ, વિશ્વામિત્રી અને ઢાઢર.

### શાહેરોની હકીકત.

**વડોદરા:**—ગાયકવાડની રાજધાનીનું નગર છે. રાજા ચંદને આ નગર વસાવ્યું હતું તે ઉપરથી તેનું નામ ચંદનાવતી રાખ્યું હતું. ત્યાં કોલેજ, ન્યાયમંદિર, રાજાના મહેલો, સંગ્રહસ્થાન, બાગ વગેરે જેવા લાયક છે.

**ડભોઈ:**—ડુભોઇ નામના ઇજનેરના નામ ઉપરથી તેનું નામ ડભોઇ પડયું છે.

**પાટણ:**—વનરાજે ઇ. સ. ૭૪૫ માં વસાવ્યું હતું, ત્યાં રાણી વાવ અને વનરાજની મૂર્તિ જોવા લાયક છે. તથ. તરવાર, સુડી, પટોળાં અને માટીનાં વાસણ વખણાય છે.

**વડનગર:**—વડનગરા નાગરનું મૂળ સ્થળ છે, પરંતુ હાલમાં તે લોકોનાં એક કે બેજ ઘર છે.

**સિદ્ધપુર:**—સરસ્વતિ નદી ઉપર જાત્રાનું ધામ છે. ત્યાં માતૃ શ્રાદ્ધ કરવામાં આવે છે. અહીં રૂદ્રમાળાનું ખંડેર જોવા લાયક છે.

**નવસારી:**—પારસીઓની વસ્તી વધારે છે. અહીંની હવા સારી છે, તથા ગોળ વખણાય છે.

**સોનગઢ:**—જુના કિલ્લા માટે પ્રસિદ્ધ છે.

**કર્નાળી:**—નર્મદા કિનારે જાત્રાનું ઠેકાણું છે.

**મહેસાણાઃ**—રેલવે જંકસન છે.

**બહુચરાજીઃ**—યાત્રાનું સ્થળ છે.

**ઉંઝાઃ**—કડવા કણબીઓની કુળદેવીનું સ્થાન છે.

**કડી અને વિસનગરઃ**—જાણવા લાયક જગાઓ છે.

**વિશેષ હકીકતઃ**—આ રાજ્ય એક જગ્યે નથી પણ જુદા જુદા ભાગમાં વહેંચાઈ ગએલું હોવાથી કુદરતી રચના જુદી જુદી માલમ પડે છે. આ રાજ્યની દેખરેખ રાખવા વાઇસરોય તરફથી રેસીડેન્ટ નીમવામાં આવે છે. તે વડોદરામાં રહે છે અને વાઇસરોયની સત્તા નીચે છે. રાજ્ય વ્યવસ્થા અંગ્રેજી રાજ્યની માફક ચાલે છે. પણ અમલદારોનાં નામ જુદાં જુદાં છે. તાલુકાના ઉપરીને વહીવટદાર, પ્રાંતના ઉપરીને સુબો કહે છે. તેવા ચારે સુબાના ઉપરીને સરસુબો કહે છે. તેના ઉપરી તરીકે દિવાન અને માથે રાજા છે. નવસારી પ્રાંતમાં પુષ્કળ મેવો થાય છે.

## સામાન્ય વર્ણન.

**પર્વતોઃ**—વિંધ્યાચળ, સાતપુડા, આરાસુર, રાજપીપળા, ગીર, ગીરનાર, શેત્રંજો, બર્ડા, વગેરે

**નદીઓઃ**—નર્મદા, તાપી, બનાસ, સરસ્વતિ, મહી, સાબરમતી, ભાદર, શેત્રુંજી.

**ભૂશિરોઃ**—જગતપોઇંટ ને દીવ.

**અખાતઃ**—ખંભાતનો.

**બંદરોઃ**—દ્વારકા, પોરબંદર, વેરાવળ, જાફરાબાદ, ભાવનગર, ઘોઘા, ખંભાત, સુરત ને વલસાડ.

**હવાખાવાની જગાઓઃ**—આબુ, ડુમસ, તીથલ, બાલાચડી ને ગોપનાથ.

**ઉના પાણીના કુંડઃ**—લસુંદ્રા, તુવાટીંબણ, દેવકીઉનાઇ ને તુલશીશ્યામ.

**જાત્રાનાં ઠેકાણાંઃ**—અંબાજી, બહુચરાજી, શુકલતીર્થ, કર્નાળી, સિદ્ધપૂર, ઉંઝા, ડાકોર, વડતાલ, ગીરનાર, શેત્રુંજો, દ્વારકાં ને પ્રભાસપાટણ. પારસીલોકોનું ઉદવાડા.

**ખનીજ પદાર્થોઃ**—પંચમહાલ જીલ્લામાંથી સીસું, લોખંડ અને મેંગેનીઝ નીકળે છે. રાજપીપળાના ડુંગરોમાંથી તથા કપડવંજ પાસે માજમ નદીમાંથી અકીકના પત્થરો નીકળે છે. કાઠિઆવાડમાંથી ઇમારત બાંધવાના પત્થરો નીકળે છે. આરાસુરમાંથી આરસ નીકળેછે.

**રાજ્ય વ્યવસ્થાઃ**—ગામના ઉપરીને પટેલ તલાટી કહે છે. તેનો ઉપરી આખા તાલુકાનો મામલતદાર હોય છે. તે આખા તાલુકાનું મહેસુલ ઉઘરાવે છે. તેમના ઉપરીને કલેક્ટર કહે છે. તેમના ઉપરીને કમિશ્નર કહે છે. તે આખા વિભાગનો ઉપરી કહેવાય છે. ઉત્તર વિભાગના કમિશ્નર સાહેબ અમદાવાદમાં રહે છે.

ઉત્તર વિભાગમાં ત્રણ તરેહનાં દેશી રાજ્ય છે. કેટલાંક દેશી રાજ્યો (પાલણપુર, મહીકાંઠા, રેવાકાંઠા વગેરે) ઉત્તર વિભાગના કમિશ્નરની દેખરેખ નીચે છે, કાઠિઆવાડ એજન્સિ ગવર્નર તરફથી નીમાએલા એજન્ટ ટુ ધ ગવર્નરની દેખરેખ નીચે છે. તેને કમિશ્નર સાથે કોઇ પણ જાતનો સંબંધ નથી. ગાયકવાડનું રાજ્ય વાઇસરાયના તાબા હેઠળ છે. તેમના તરફથી ત્યાં રેસીડેન્ટ રહે છે.

**વેપારનાં સાધનો:**—મોટાં શહેરો અને ગામો વચ્ચે આગગાડીને લીધે વેપારની ઘણી સગવડ છે. જ્યાં આગગાડી નથી એવા નાનાં ગામોમાંથી માલ મોટાં શહેરોમાં લાવવા કાચી સડકો બાંધેલી છે, તે ઉપર થઇ ગાડાં રસ્તે માલ મોટાં શહેરોમાં મોકલવામાં આવે છે. જ્યાં રણ માર્ગ હોય ત્યાં ઉંટવડે વેપાર ચાલે છે; કારણ કે તેનાં પગલાં પહોળાં હોવાથી રેતીમાં ઢળી જતાં નથી. તથા રણમાં પાણીની અછત હોય છે અને તેને પાણી વિના ઘણો વખત ચાલે છે. પહાડી મુલકમાં ઘોડાં, ગધેડાં અને ખચ્ચર તથા ગાડીઓથી વેપાર ચાલે છે. દરીઆ કિનારે જે શહેરો આવેલાં છે ત્યાં વહાણ માર્ગે વેપાર ચાલે છે. આ પ્રાંતમાં નદીઓ બહુ મોટી નથી એટલે નદીઓ માર્ગે વેપાર ચાલતો નથી, પણ માત્ર નર્મદા, તાપી અને મહીમાં મુખથી થોડે દૂર સુધી હોડીઓ ફરે છે.

**પરદેશ જતો માલ:**—સુતરાઉ કાપડ, અનાજ, તેલીબીયાં, ચામડાં અને શણ પરદેશ જાય છે.

**પરદેશથી આવતો માલ.**—લોઢાનો સામાન. રેશમી સુતરાઉ અને ગરમ કાપડ, કેરોશીન, કોલસા, કાચ, દવાખાના વગેરે પરદેશથી અહીં આવે છે.

**આબોહવા:**—દરીઆ કિનારાની હવા સારી છે. પાલણપુર એજન્સિ, ધોળકા અને કાઠિઆવાડ એજન્સિની હવા ગરમ છે. રેવાકાંઠા એજન્સિ, પંચમહાલ અને સુરત જીલ્લાના માંડવી તાલુકાની હવા જંગલોને લીધે ભેજવાળી હોવાથી રોગીષ્ટ છે.

## નદીઓ વિષે હકીકત.

**નર્મદા:**—સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને

મળે છે. તેને કાંઠે ચાણોદ, ભાડભુત, કર્નાળી, નાંદોદ, શિનોર, શુક-
લતીર્થ અને ભરૂચ છે.

**તાપીઃ**--સાતપુડા, પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે માંડવી, બુરાનપુર, રાંદેર ને સુરત છે.

**બનાસઃ**—શિરોઇના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે. એને કાંઠે ડીસા ને રાધનપુર છે.

**સરસ્વતિઃ**--શિરોઇના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે. એને કાંઠે દાંતા, સિદ્ધપુર ને પાટણ છે.

**મહીઃ**--ડુંગાળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે લુણાવાડા ને ખંભાત છે.

**સાબરમતીઃ**—મેવાડના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર સાદરા ને અમદાવાદ છે.

**ભાદરઃ**—ચોટીલાના ડુંગરમાંથી નીકળીને અરબી સમુદ્રને મળે છે. એના ઉપર જસદણ, જેતપુર ને નવીબંદર છે.

**શેત્રુંજીઃ**—આણંદપુરની ધારોમાંથી નીકળી કચ્છના રણને મળે છે. એના ઉપર મોરબી, વાંકાનેર ને માળીઆ છે.



# ભાગ ૩ જો.

---

## કચ્છ.

**સીમાઃ**—ઉત્તરે ને પૂર્વે કચ્છનું રણ, દક્ષિણે કચ્છનો અખાત અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

### શાહેરોની હકીકત.

**ભુજઃ**—કચ્છની રાજધાનીનું નગર છે ઇ. સ. ૧૬૮૫ માં રાવ શ્રી ખેંગારજીએ આ શહેર વસાવ્યુ હતું. ભુજંગ નામના સાપના દહેરા ઉપરથી તેનું નામ ભુજ પડેલું છે. ત્યાં રાવ શ્રી પ્રાગમલજીનો મહેલ જોવા લાયક છે. અહીંનું કસબી અને હીરનું ભરત કામ બહુ વખણાય છે.

**માંડવીઃ**—દક્ષિણ કિનારે બંદર છે. અહીં આગબોટ આવે છે. ખલાસીઓની સગવડ માટે દીવાદાંડી બાંધેલી છે.

**કંથકોટઃ**—ઇ. સ. ૧૦૨૫ માં સોમનાથપાટણ ઉપર મહમદ ગઝની ચઢી આવ્યો હતો, ત્યારે ગુજરાતનો રાજા ભીમદેવ પહેલો આ કિલ્લામાં ભરાયો હતો.

**વિશેષ હકીકતઃ**—આ દેશી રાજ્ય જાડેજા રજપુતના તાબામાં છે. રાજાને સલાહ આપવા એક પોલિટિકલ એજન્ટ રહે છે. આ પોલિટિકલ એજન્ટ મુંબઇ ઇલાકાના ગવર્નર સાહેબને તાબે છે. અહીંથી ઘટકડી, સુરોખાર અને સોના રૂપાનાં નકસી વાસણો પરદેશ ખાતે મોકલવામાં આવે છે. દક્ષિણ કાંઠો તદન સપાટ અને

રગાળ છે. અહીં ઘણી વખત ધરતીકંપ થાય છે. લોકો મજબુત અને વેપારમાં સાહસિક છે.

## સિંધ.

**સીમાઃ**—ઉત્તરે બલુચિસ્તાન ને પંજાબ, પૂર્વે જેસલમીરનું રાજ્ય ને રજપુત સંસ્થાન, દક્ષિણે કચ્છનું રણ ને અરબી સમુદ્ર ને પશ્ચિમે હાલા પર્વત છે.

**નદીઃ**—સિંધુ. આ નદીનું મૂળ હિમાલયમાં છે. આ પર્વત ઉપરનો બરફ ઓગળવાથી સિંધુ નદીમાં પુર આવે છે તેથી આ વિભાગમાં વરસાદ ઓછો પડતા છતાં પણ પાક સારો થઇ શકે છે. આ નદીમાંથી નહેરો કાઢી ખેતીવાડીને પાણી પૂરૂં પાડવામાં આવે છે. સિંધુ નદી ઉપરથી દેશનું નામ સિંધ પડ્યું છે.

પર્વતઃ—હાલા. સરોવરઃ—મંચર.

બંદરઃ—કરાંચી ને શાહબંદર.

### અંગ્રેજી મુલક.

| જીલ્લા. | મુખ્ય શહેર. |
|---|---|
| કરાંચી જીલ્લો | કરાંચી ને ઠઠ્ઠા. |
| હૈદ્રાબાદ જીલ્લો | હૈદ્રાબાદ. |
| થર અને પારકર જીલ્લો | ઉમ્મરકોટ. |
| સક્કર જીલ્લો | સક્કર, શિકારપુર ને ખક્કર. |
| લારખાના જીલ્લો | લારખાના, સેવાન. |
| સિંધનો ઉપલો સરહદનો મુલક | જેકોબાબાદ. |

### દેશી રાજ્ય.

ખેરપુર સંસ્થાન................ખેરપુર.

## શહેરોની હકીકત.

**કરાંચી:**—મોટું બંદર છે.

**ઠઠ્ઠા:**—મહમદ તઘલખ ઇ. સ. ૧૩૫૨ માં મરણ પામ્યો હતો.

**હૈદ્રાબાદ:**—ઇ. સ. ૧૭૬૮ માં આ શહેર વસાવવામાં આવ્યું હતું. ત્યાં રૂપાનું અને લાખનું કામ ઉત્તમ થાય છે.

**ઉમ્મરકોટ:**—ઇ. સ. ૧૫૪૨ માં અકબરનો જન્મ થયો હતો.

**સક્કર**—જીલ્લાનું મુખ્ય શહેર છે.

**શિકારપુર:**—આ શહેરને પહેલાં ખોરાસાનની બારોબારી કહેતા. અહીં શેતરંજી અને ચામડી કાપડ બને છે.

**બક્કર:**—સક્કર અને રોહરા વચ્ચે સિંધુનદીમાં બેટ છે. તે ઉપર એક મોટો કિલ્લો છે.

**લારખાના:**—અહીં મરજાસુતરૂ કાપડ અને પીતળનાં વાસણ બને છે તથા બાગબગીચા પુષ્કળ છે.

**સેવાન:**—સિકંદરના વખતનો એક જુનો કિલ્લો જોવા લાયક છે.

**જેકોબાબાદ:**—ઇ. સ. ૧૮૪૭ માં જેકબ સાહેબે વસાવ્યું તથા તેનું નામ જેકોબાબાદ પડ્યું. અહીં તાપ ઘણોજ પડે છે. પહેલાં આ જગાએ ખાનઘર નામે શહેર હતું.

**ખેરપુર:**—મુસલમાની રાજાને તાબે છે.

**વિશેષ હકીકત:**—આ વિભાગમાંથી બહાર ગામ ખાતે ચોખા, ઘઉં, ઉન, ચામડાં અને હાડકાં જાય છે. આ વિભાગ ઇ. સ. ૧૮૪૨ માં અંગ્રેજ સરકારે ખાલસા કર્યો છે. આ વિભાગનો મધ્ય ભાગ સપાટ મેદાન છે, પશ્ચિમ ભાગમાં ડુંગરા છે, પૂર્વભાગમાં મોટું રણ છે; ને દક્ષિણનો ભાગ સિંધુનદીને લીધે ફળદ્રુપ છે, પણ

હવા ઘણી રોગી. સિંધુ નદીના કેહ્યામાં ડાંગર ને કપાસનો પાક સારો થાય છે. આ વિભાગના ઉપરીને કમિશ્નર કહે છે. તે કરાંચીમાં રહે છે. કમિશ્નર સાહેબના હાથ નીચે સિંધનો ઉપલો સરહદનો મુલક અને થર અને પારકર જીલ્લાના ઉપરી અધિકારી ડેપ્યુટિ કમિશ્નર છે, અને બીજા ચાર જીલ્લાના ઉપરી કલેકટર છે. સક્કર જીલ્લાનો કલેકટર ખેરપુર સંસ્થાનના પોલિટિકલ એજન્ટનું કામ કરે છે.

## મુંબઇ બેટ.

મામાદેવી અથવા મુમ્બાદેવીના નામ ઉપરથી આ શહેરનું નામ મુંબઇ પડેલું છે. પ્રથમ આ બેટ ઇ. સ. ૧૬૬૧ માં પોર્ટુગલના રાજાએ પોતાની કુંવરી કેથેરાઇનનું લગ્ન ઇંગ્લાંડના રાજા બીજા ચાર્લ્સ વેરે કર્યું ત્યારે પહેરામણીમાં આપ્યો હતો. ઇંગ્લાંડના રાજાએ ઇ. સ. ૧૬૬૮ માં તે વરસ દહાડે ૧૦૦ રૂપીઆ લેવાના કરી ઇસ્ટ ઇંડિઆ કંપનીને આપ્યો. તે વખતે ત્યાં માત્ર દશહજાર માછીની વસ્તી હતી. હાલમાં ત્યાં વેપાર રોજગાર સારો ચાલવાથી વસ્તી વધીને ૮૭૭૦૦૦ થઇ છે. ત્યાં એક બારૂ છે. તે ઠેકાણે આગબોટ, વહાણો વગેરે સહીસલામત રહી શકે છે. શહેરના બે મોટા ભાગ પાડેલા છે. (૧) કોટ (૨) બહારકોટ. કોટમાં મુસલાત, ન્યાય, તાર, ટપાલ વગેરે ખાતાની મોટી મોટી ઓફીસો તથા વેપારી અને શાહુકારોની દુકાનો જોવા લાયક છે. બહારકોટમાં દેશી લોકોની વસ્તી છે. આ બંદરે કુલ ૮૭ કરોડ રૂપીઆનો વેપાર ચાલે છે. આ બેટને એક વિભાગ તરીકે ગણેલો છે, અને તેનો ઉપરી પણ કમિશ્નર છે. આખા મુલકના ઉપરી ગવર્નર સાહેબ ડિસે-

મ્બરથી માર્ચ સુધી અહીં મહાબળેશ્વર હીલ (ડુંગર) પર રહે છે. શહેરમાં ત્રણ મહાવિદ્યાલયો (કાયદાનું, વૈદકનું, ઇજનેરનું) છે. વળી તે ઉપરાંત મ્યુનિસિપલ ઓફીસનું મકાન, ક્રાફર્ડ માર્કીટ (શાકભાજીનું મકાન), ટંકશાળ, ટાઉનહોલ, બોરીબંદરનું સ્ટેશન, રાજાબાઇ ટાવર, સરકારી ઓફિસો, દીવાદાંડી, વિકટોરિઆ બાગ અને સંગ્રહસ્થાન જોવા લાયક છે.

## મધ્ય વિભાગ.

સીમાઃ—ઉત્તરે હોલકર અને ભોપાળનું રાજ્ય, પૂર્વે નિઝામનું રાજ્ય, દક્ષિણે દક્ષિણ વિભાગ અને સહ્યાદ્રિ પર્વત આવેલો છે.

પર્વતઃ—ચાંદવડ, સાતમાળા અથવા અજુન્ટા. અજુન્ટામાં જુના વખતની બૌદ્ધ લોકની ગુફા છે.

નદીઓઃ—ગોદાવરી, કૃષ્ણા, ભીમા, નીરા, સીના અને વાર્ણા.

### અંગ્રેજી મુલક.

| જીલ્લાઓ. | મુખ્ય શહેર. |
|---|---|
| પશ્ચિમ ખાનદેશ જીલ્લો | ધુળીઆ ને નંદરબાર. |
| પૂર્વ ખાનદેશ જીલ્લો | જળગામ ને ભુસાવળ. |
| નાશક જીલ્લો | નાશક, દેવલાલી, ત્ર્યંબક, સિન્નર. |
| અહમદનગર જીલ્લો | અહમદનગર ને અર્કી. |
| પુના જીલ્લો | પુના, ખડકી ને લોણાવલા, |
| સતારા જીલ્લો | સતારા ને મહાબળેશ્વર. |
| સોલાપુર જીલ્લો | સોલાપુર, બાર્શી ને પંઢરપુર. |

## દેશી રાજ્યો.

મહેરવાસી પરગણાં, સુરગણાનો મુલક, સતારા જાગીરમાં ભોર, ઔંધ, ફલટણ ને અક્કલકોટ સંસ્થાન.

## મુખ્ય શહેરો.

**પુના:**—અહીં આ વિભાગના કમિશ્નર સાહેબ રહે છે. આ પહેલાં પેશ્વાના વખતમાં રાજધાનીનું શહેર હતું. ચોમાસામાં ગવર્નર સાહેબ અહીં રહે છે. ગવર્નર સાહેબનો દરબાર હોલ અને પર્વતીની જગાઓ જોવા લાયક છે.

**સોલાપુર:**—અહીં દેશી લુગડાં સારાં બને છે. વળી શહેરમાં કાંતવા અને વણવાની મીલો છે.

**અહમદનગર:**—સીના નદી ઉપર છે. ઇ. સ. ૧૪૮૪ માં નિઝામશાહે વસાવ્યું હતું. ઇ. સ. ૧૫૯૫ માં અકબરના છોકરા મુરાદે ઘેરો ઘાલ્યો હતો. અહીં મુસલમાનોના વખતની મસીદો જોવા લાયક છે.

**પંઢરપુર:**—ભીમાનદી ઉપર છે. પંઢરી વિઠોબાની જાત્રાનું સ્થાન છે. અહીં તપખીર, અગરબત્તી, કંકુ અને હાળીઆ સારા મળે છે.

**ધુળીઆ:**—અહીં અળસી તથા રૂનો વેપાર સારો ચાલે છે.

**બાર્શી:**—અહીં કપાસ અને તેલીબીયાંનો મુખ્ય વેપાર છે.

**સતારા:**—આ શહેરને સત્તર કોટ, બુરજ અને દરવાજા હતા તેથી તેનું નામ સતારા પાડ્યું છે. અહીં શિવાજીના વંશના રાજાઓ રહેતા હતા. ૧૮૪૮ માં અંગ્રેજ સરકારે ખાલસા કર્યું છે.

**જળગામ:**—રૂ, તલ્ અને અળસીના વેપાર માટે પ્રખ્યાતછે.

**ભુસાવળ:**—રેલવે જંકસન છે.

**નંદરબાર:**—નંદગવલી નાગના મુસલમાન રાજાએ વસાવ્યું હતું. અહીં રૂ, અળશી, ઘઉં, ચણા ને શેંસાતેલનો વેપાર સારો ચાલે છે.

**ખડકી:**—અંગ્રેજી છાવણી છે. ઇ. સ. ૧૮૧૭ માં અંગ્રેજ અને પેશ્વાને અહીં લડાઇ થઇ હતી.

**સિન્નર:**—શેરડી, કેળાં, પાન ને ડાંગર થાય છે. આ શહેર પણ નંદગવલી રાજાએ વસાવ્યું છે.

**ત્ર્યંબક:**—બાર બાર વર્ષે જાત્રા ભરાય છે. અહીં ગોદાવ-રીનું મૂળ છે.

**દેવલાલી:**—હવા ખાવાની જગા છે.

**લોણાવલા:**—હવાખાવાનું સ્થળ છે. તેમજ ત્યાં ડુંગરમાંથી કોતરી કાઢેલી જુની ગુફાઓ છે.

**ખર્ડા (કુર્દલા):**—ઇ. સ. ૧૭૯૫ માં મરાઠા ને નીજામ વચ્ચે લડાઈ થઇ હતી.

**મહાબળેશ્વર:**—ગવર્નર સાહેબ ઉનાળામાં હવાખાવા અહીં આવે છે. હવા ખાવાનું સ્થળ છે.

## દેશી રાજ્યોની હકીકત.

**મહેવાસી પરગણાં:**—મુખ્ય પાક મહુડાં, મધ, લાખ ને ઇમારતી લાકડાં છે. મુખ્ય વસ્તી ભીલ લોકોની છે.

**સુરગણાનો મુલક:**—મુખ્ય પાક ડાંગર, નાગલી ને ઇમારતી

...કડુ છે. હિંદુ રાજા રાજ્ય કરે છે. નાશકના કલેકટરની દેખરેખ નીચે છે.

**ભોર:**—પંતસચીવ નામના બ્રાહ્મણ જાગીરદારને તાબે છે. પુના જીલ્લાનો કલેકટર આ સંસ્થાનનો પોલિટિકલ એજન્ટ છે.

**ઔંધ:**—રાજા બ્રાહ્મણ છે. તે પંતપ્રતિનિધી કહેવાય છે. આ સંસ્થાનનો પોલિટિકલ એજન્ટ સતારાનો કલેકટર છે.

**ફલટણ:**—રાજા રજપુત સરદાર છે અને તે નિંબાલકર કહેવાય છે. અહીં પત્થરની મૂર્ત્તિઓ સારી કોતરવામાં આવે છે. આ સંસ્થાન સતારાના કલેકટરની દેખરેખ નીચે છે.

**અકલકોટ:**—રાજા ભોંસલે કુટુંબનો છે. આ રાજ્યનો પોલિટિકલ એજન્ટ સોલાપુરનો કલેકટર છે.

**વિશેષ હકીકત:**—આ વિભાગના ઉપરી કમિશ્નર સાહેબ પુનામાં રહે છે. આ વિભાગમાં જવા માટે સહ્યાદ્રિમાં બે રસ્તા છે. (૧) બોરઘાટને રસ્તે પુના તરફ અને (૨) થળઘાટને રસ્તે નાશક તરફ જવાય છે. મુખ્ય ભાષા મરાઠી છે. અહમદનગર જીલ્લામાં ખ્રિસ્તિની ઘણી વસ્તી (૨૧૦૦૦) છે. આ વિભાગમાંથી રૂ, તેલીબીયાં અને અનાજ બહાર ગામ મોકલવામાં આવે છે, તેમજ નાશક જીલ્લાના યેવલા ગામમાંથી હાથના વણાટનું કાપડ બહાર ગામ જાય છે. આ વિભાગમાં દક્ષિણી સ્ત્રીઓને પહેરવાની સાડીઓ અને ધાબળીઓ પણ વણાય છે. ખાનદેશ જીલ્લામાં વણજારા લોકોની વસ્તી ઘણી છે. પુના જીલ્લામાં પિત્તળ અને રૂપાનાં વાસણ, માટીનાં રમકડાં, ખજુરના પંખા અને રેશમી કાપડ બને છે. આ વિભાગના પશ્ચિમ ભાગ તરફ સહ્યાદ્રિને લીધે વરસાદ વધારે પડે છે અને તાપ ઓછો પડે છે.

## ઉત્તર વિભાગ અને મધ્ય વિભાગનો મુકાબલો.

ઉત્તર વિભાગ કરતાં મધ્ય વિભાગ પોણાત્રણ ગણો મોટો છે. ઉત્તર વિભાગ અને આ વિભાગની રચના જુદીજ છે. ઉત્તર વિભાગ સપાટ નીચો પ્રદેશ છે અને મધ્ય વિભાગ ડુંગરાવાળો ઉચ્ચ પ્રદેશ છે. ઉત્તર વિભાગની પશ્ચિમે દરીઓ આવેલો છે ને મધ્ય વિભાગની પશ્ચિમે સહ્યાદ્રિ આવેલો છે. ઉત્તર વિભાગની હવા ભેજવાળી છે અને મધ્ય વિભાગની હવા કોરી છે. ઉત્તર વિભાગ કરતાં મધ્ય વિભાગ ઓછો ફળદ્રપ છે. ઉત્તર વિભાગમાં ગુજરાતી અને મધ્ય વિભાગમાં મરાઠી ભાષા બોલાય છે.

## દક્ષિણ વિભાગ.

**સીમા:**—ઉત્તરે મધ્ય વિભાગ, પૂર્વે નિજામનું રાજ્ય ને મદ્રાસ ઇલાકો. દક્ષિણે મહિસુર ને મદ્રાસ, પશ્ચિમે અરબી સમુદ્ર ને ગોવા.

**પર્વત:**—સહ્યાદ્રિ.

**નદીઓ:**—ભીમા, કૃષ્ણા, દ્રોણ, ઘટપ્રભા, મલપ્રભા, તુંગભદ્રા ને શિરાવતી.

**ધોધ:**—ગેરસપ્પા.

**બંદરો:**—અલીબાગ, રત્નાગિરિ, માલવણ, વેંગુર્લા, કારવાડ, અંકોલ, કુમટા અને હોનાવર. સૌથી મોટામાં મોટું બંદર કારવાડ છે.

### અંગ્રેજી મુલક.

| જીલ્લાઓ. | મુખ્ય શહેર. |
|---|---|
| વિજાપુર જીલ્લો | વિજાપુર, તાલીકોટ. |
| બેલગામ જીલ્લો | બેલગામ, ગોકાક, અથણી. |

ધારવાડ જીલ્લો........................ધારવાડ, હુબલી.
કાનડા જીલ્લો........................કારવાર, હોનાવર ને ગોકર્ણ.
રત્નાગીરી જીલ્લો........................રત્નાગીરી, માલવણ, વેંગુર્લા.
કોલાબા જીલ્લો........................અલીબાગ, ઉરણ, મહાડ, મેથેરન ને ચેઉલ.

## દેશી રાજ્યો.

કોલ્હાપુર સંસ્થાન........................કોલ્હાપુર.
દક્ષિણ મરાઠા જાગીર........................સાંગલી, મીરજવડીશાખા, મીરજ નાની શીખા, કુંદવાડવડીશાખા, કુરૂંદવાડ નાનીશાખા, જમખિંડી, મુધોળ, રામદુર્ગ.
જત ને ડફળાપુર........................જત ને ડફળાપુર.
સાવનુર સંસ્થાન........................સાવનુર.
સાવંતવાડી સંસ્થાન........................સાવંતવાડી.
જંજીરા સંસ્થાન........................જંજીરા.

## મુખ્ય શહેરો.

**વિજાપુર:**—અહીં સુલતાન મહમદનો રોજો ઘણોજ સુંદર છે. દુનીઆપર મોટામાં મોટા ઘુમટવાળો આ રોજો છે. મલિકેમેદાન નામની ૨૮ ઇંચ વ્યાસની તોપ છે.

**તાલીકોટ:**—ઈ. સ. ૧૫૬૫ માં દક્ષિણના મુસલમાનરાજાઓ અને વિજયનગરના હિંદુ રાજા વચ્ચે મોટી લડાઈ થઇ હતી.

**બેલગામ:**—એનું બીજું નામ વેણુગ્રામ છે; કારણ કે ત્યાં વાંસ ઘણા થાય છે. એમાં લસ્કરની છાવણી છે.

**ગોકાક:**—અહીં રમકડાં સારાં બને છે. હલકા કાગળ પણ બને છે. ધટપ્રભાનો ધોધ જોવા લાયક છે.

**અથણી:**—અહીંથી ધાબળીઓ અને સુરોખાર બહારગામ જાય છે.

**ધારવાડ:**—અહીંનો કિલ્લો ઇ. સ. ૧૪૦૩ માં ધારરાવ નામના અમલદારે બંધાવેલો કહેવાય છે.

**હુબલી:**—વેપારનું મુખ્ય સ્થળ છે. સુતરાઉ અને રેશમી કાપડ, તાંબાનાં વાસણ, અનાજ અને મીઠું વેપારની મુખ્ય ચીજોછે.

**કારવાર:**—આ બંદરમાં વહાણો ચોમાસામાં રહી શકે છે. ઇ. સ. ૧૬૭૪ માં શિવાજીએ આ શહેર બાળી નાંખ્યું હતું.

**હોનાવર:**—આ બંદરેથી ગેરસપ્પાનો ધોધ જોવા જવાય છે.

**ગોકર્ણ:**—જાત્રાનું ધામ છે. શિવનું દહેરૂં દ્રાવિડ પદ્ધતિપર બાંધેલું છે શિવે રાવણને જે બાણ આપ્યું હતું તે આ દેહેરામાં છે એમ કહેવાય છે.

**રત્નાગિરિ:**—બંદર છે.

**માલવણ:**—બંદર છે. આ બંદરમાના એક ટાપુપર સિંહદુર્ગ નામે એક મોટો કિલ્લો હતો, અને તે ચાંચીઆઓને રહેવાનું સ્થળ હતું.

**વેંગુર્લા:**—બેલગામ જીલ્લાનો બધો માલ આ બંદરેથી ચઢે છે. અહીં કાજુ ઘણા થાય છે.

**અલીબાગ:**—બંદર છે. અલી નામના મુસલમાને ત્યાં ઘણા કુવા ખોદાવ્યા હતા તે ઉપરથી તેનું નામ અલીબાગ પડ્યું છે.

**ઉરણ:**—દારૂ ગાળવાની ભઠ્ઠી છે.

**મહાડ:**—અહીં બુદ્ધ લોકોની જોવા લાયક ગુફાઓ છે.

**મેથેરન:**—ઉનાળામાં લોકો ત્યાં હવાખાવા જાય છે.

**ચેઉલ:**—એનાં જુનાં નામ ચંપાવતી અને રેવતી ક્ષેત્ર અહીંનાં પાન ગુજરાતમાં આવે છે તેને ચેવલી પાન કહે છે.

**કોલ્હાપુર:**—અહીં મુખ્ય પાક ડાંગર, જુવાર, શેરડી, તંબાકુ, રૂ, મરચાં ને તેલીબીયાં છે. સુતર અને ઉનનું જાડું વણાટકામ અને માટીનાં વાસણ અહીં બને છે.

**મીરજ:**—સારંગી ને તંબુરા સારા બને છે,

**સાંગલી:**—એમાં **મંગળવેઢા** ને **શીરહટ્ટી** ગામ છે.

**મુધોળ:**—અહીં જુવાર, ઘઉં, ચણા ને રૂની પેદાશ છે. આ જાગીર ભોંસલે વંશના ઘોરપડેના કુળમાં છે.

**સાવનુર:**—મુસલમાની રાજ્ય છે.

**સાવંતવાડી:**—આ રાજ્ય ભોંસલે કુળના મરાઠા સરદારના તાબામાં છે. આ શહેર ફોંડ સાવંતે ઇ. સ. ૧૬૭૦ માં વસાવ્યું હતું.

**જંજીરા:**—આ બેટમાં સીદીની વસ્તી છે. કાઠિઆવાડનું જાફરાબાદ આ રાજ્યના સીદી વંશનું છે.

**જત્ત ને ડફ્ળાપુર:**—આ જાગીરોના સરદાર મરાઠા જાતના છે. આ સંસ્થાનમાં સુરોખાર ને લોઢું જડે છે.

**ઉત્તર વિભાગ અને દક્ષિણ વિભાગનો મુકાબલો.**

દક્ષિણ વિભાગ ઉત્તર વિભાગથી બમણો છે. ઉત્તર વિભાગ સપાટ નીચો પ્રદેશ છે અને દક્ષિણ વિભાગ ઉચ્ચ પ્રદેશ છે. ઉત્તર વિભાગ કરતાં દક્ષિણ વિભાગના પશ્ચિમ છેડામાં વરસાદ ઘણો પડે છે. ઉત્તર વિભાગના ઘણીખરી નદીઓ પૂર્વથી પશ્ચિમ વહે છે અને

ક્ષણ વિભાગની પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે. દક્ષિણ વિભાગમાં મરાઠી અને કાનડી ભાષા બોલાય છે.

**ઉના પાણીના કુંડઃ**—દાપોલી, ખેડ, સંગમેશ્વર અને રાજાપુરમાં છે.

**ખનીજઃ**—ધારવાડ જીલ્લામાંથી સોનું, રૂપું, લોખંડ, તાંબુ અને લોહાની કાચી ધાતુ નીકળે છે. વિજાપુર જીલ્લામાંથી સ્લેટના પત્થર અને લોખંડની કાચી ધાતુ નીકળે છે. કોલ્હાપુર સંસ્થાનમાંથી સુરોખાર અને સોડું જડે છે.

**થાણા ને કોલાબા જીલ્લાનો મુકાબલોઃ**—બન્ને જીલ્લા દરીઆપર આવેલા છે. બન્ને જીલ્લામાં વરસાદ વધારે પડે છે. બન્ને પહાડી છે બન્ને જીલ્લાના કિનારા પર ખાડીઓ પુષ્કળ છે. બન્નેનો મુખ્ય પાક ડાંગર છે. બન્નેમાં કિનારાથી ઘાટ તરફ જઈએ છીએ તેમ વરસાદ વધારે પડે છે.

**વિશેષ હકીકતઃ**—આ વિભાગમાં સહ્યાદ્રિ પર્વત ઉત્તર દક્ષિણ આવેલો હોવાથી તેના પૂર્વ ને પશ્ચિમ એવા બે ભાગ પડે છે. આ વિભાગમાં મરાઠી ને કાનડી ભાષા બોલાય છે. રત્નાગિરિ અને કાનડા તરફ દેશી ખ્રિસ્તિની વસ્તી વધારે છે. દરીઆપરના જીલ્લાઓ (રત્નાગિરિ ને કોલાબા) માં વધારે વરસાદ થવાને લીધે ડાંગરનો પાક ઘણો થાય છે. વળી ત્યાં નાળિએર ને સોપારી પણ થાય છે. કાનડા જીલ્લામાં એલચી થાય છે, કોલાબા જીલ્લામાં મીઠું થાય છે અને તે મદ્રાસ તરફ મોકલવામાં આવે છે. આ વિભાગના કમિશ્નર સાહેબ બેલગામમાં રહે છે. આ વિભાગમાં ચોખા, રૂ, સાગ, નાળિએર, કોપરેલ, મીઠું, વહેરેલાં પાટીઆં અને સુખડનું

...તરકામ બહારગામ મોકલી આપવામાં આવે છે. વિજાપુર જીલ્લો પહેલાં કલાદગી જીલ્લાને નામે ઓળખાતો પણ ઇ. સ. ૧૮૮૫ માં મુખ્યસ્થળ કલાદગી બદલી વિજાપુર રાખ્યું ત્યારથી તે વિજાપુરજીલ્લાને નામે ઓળખાય છે. કાનડા જીલ્લો પહેલાં મદ્રાસ સરકારને તાબે હતો પણ ઇ. સ. ૧૮૬૧ માં મુંબાઇ સરકારને સ્વાધીન કર્યો છે.

**સ્વતંત્ર સંસ્થાન.**

ફીરંગી લોકોને તાબે **દીવ, દમણ** ને ગોવા એવાં ત્રણ સંસ્થાન છે. દીવના ભાવસારો છાપવાનું કામ સારૂં જાણે છે. દમણ તાબે **નગરહવેલી** તાલુકો ઘણો ફળદ્રુપ છે. ગોવા (પાંજીમ) ફીરંગીઓની રાજધાનીનું શહેર છે. ફીરંગી ગવર્નર જનરલ અહીં રહે છે. મુખ્ય બંદર **આર્મગોવા** છે.

## સામાન્ય વર્ણન.

**પર્વતો:**—વિંધ્યાચળ, સાતપુડા, આરાસુર, રાજપીપળા, ગીર, ગીરનાર, શેત્રુંજો, બર્ડા, સહ્યાદ્રિ, ચાંદવડ, સાતમાળા અથવા અજુન્ટા, હાલા, સુલેમાન.

**શીખર:**—કળસુંબાઇ.

**નદીઓ:**—નર્મદા, તાપી, બનાસ, સરસ્વતિ, મહી, સાબરમતી, બાદર, શેત્રુંજી, સિંધુ, ગોદાવરી, કૃષ્ણા, ભીમા, નીરા, સીના, વાર્ણા, ઘટપ્રભા, મલપ્રભા ને શિરાવતી.

**બંદરો:**—કરાંચી, માંડવી, દ્વારકાં, પોરબંદર, વેરાવળ, ઘોઘા, ખંભાત, સુરત, મુંબાઇ, અલીબાગ, રત્નાગિરિ, માલવણ, વેંગુર્લા, આર્મગોવા, કારવાર, અંકોલા, કુમટા ને હોનાવર. તેમાં મુંબઇ, કારવાર ને કરાંચી ત્રણ મોટાં બંદરો છે.

**ભૂશિરો:**—જગતપોઈંટ ને દીવ.

**અખાત:**—કચ્છ ને ખંભાત.

**બેટ:**—શંખોદ્ધાર, દીવ ને ધારાપુરી.

**રણ:**—થરપારકર ને કચ્છ.

**હવાખાવાની જગાઓ:**—આબુ, ડુમસ, તીથલ, બાલાચડી, ગોપનાથ, મહાબળેશ્વર, દેવલાલી ને લોણાવલા.

**ઉના પાણીના કુંડ:**—લસુંદ્રા, તુવાટીંબણ, દેવકીઉનાઇ, તુલસીશ્યામ, દાપોલી, ખેડ, સંગમેશ્વર ને રાજાપોર.

**જાત્રાનાં ઠેકાણાં:**—અંબાજી, બહુચરાજી, શુક્લતીર્થ, કર્નાળી, સિદ્ધપુર, ઉંઝા, ડાકોર, વડતાલ, ગીરનાર, શેત્રુંજો, દ્વારકાં, પ્રભાસપાટણ, નાશક, ત્રંબક ને પંઢરપુર, પારસીલોકોનું ઉદવાડા.

**ધોધ:**—નર્મદા નદીનો સુરપાણનો, શિરાવતી નદીનો ગેરસપ્પાનો ને **ઘટપ્રભાનો.**

**દ્વીપકલ્પ:**—કાઠિઆવાડ.

**દેશીરાજ્ય:**—ખેરપુર, કચ્છ, કાઠિઆવાડ, ગાયકવાડનો મુલક, પાલણપુર એજન્સિ, મહીકાંઠા એજન્સિ, રેવાકાંઠા એજન્સિ, સુરત એજન્સિ, જવાર, ગાઢેવાસી પરગણાં, સુરગણાનો મુલક, સતારા જાગીરમાં ભોર, ઔંધ, ફલટણ, અક્કલકોટ, કોલ્હાપુર, દક્ષિણ મરાઠા જાગીરમાં સાંગલી, મીરજ વડી શાખા, મીરજ નાની શાખા, કુરૂંદવાડ વડી શાખા, કુરૂંદવાડ નાની શાખા, જમખંડી, મુધોળ, રામદુર્ગ, જત, ડફળાપુર, સાવનુર ને સાવંતવાડી.

**પોર્ટુગીઝનાં:**—દીવ, દમણ ને ગોવા.

**રાજ્ય વ્યવસ્થા:**—આ ઇલાકાના પાંચ વિભાગ પાડેલા છે તે દરેકના ઉપરી કમિશ્નર છે. બધા કમિશ્નરના ઉપરી અધિકારી ગવર્નર સાહેબ છે. તેમની નિમણુંક નામદાર શહેનશાહ કરે છે. તે ઇલાકાની દેખરેખ રાખે છે. તેમની રહેવાની મુદત પાંચ વર્ષની હોય છે. તેમને મદદ કરનાર બે મંડળ હોય છે. (૧) કારભાર ચલાવનાર (૨) કાયદા બાંધનાર. કારભાર ચલાવનાર મંડળમાં ગવર્નર સાહેબ સાથે ચાર કારભારી હોય છે અને કાયદા બાંધનાર મંડળમાં ૪૬ સભાસદ હોય છે. કારભાર ચલાવનાર મંડળને મુંબઇ સરકાર કહે છે.

ન્યાય ખાતાનો વહીવટ મુંબઇની હાઇકોર્ટના હાથમાં છે. તે ગવર્નરથી સ્વતંત્ર છે. મુનસફ વગેરે ન્યાયખાતાના બધા અધિકારીઓ ઉપર તેની સત્તા છે. હાઇકોર્ટના જડજની નીમણુક શહેનશાહ પોતે કરે છે.

કાઠિઆવાડ, કચ્છ અને કોલ્હાપુર મુંબઇ સરકારની દેખરેખ નીચે છે. ગાયકવાડી રાજ્ય વાઇસરાય સરકારની દેખરેખ નીચે છે.

## નદીઓનાં મુખ.

**કચ્છના રણમાં:**—બનાસ, સરસ્વતિ, મચ્છુ ને આજી.

**અરબી સમુદ્રમાં:**—સિંધુ, ભાદર, તાપી ને શિરાવતી.

**ખંભાતના અખાતમાં:**—સાબરમતી, મહી, ઢાઢર, નર્મદા ને શેત્રુંજી.

**બંગાળી ઉપસાગરમાં:**—ગોદાવરી ને કૃષ્ણા.

**ભીમાને:**—શાના, નીરા, મૂળામુઠા.

## ભીમા, ઘટપ્રભા, મલપ્રભા ને
## નદીઓ વિષે હકીકત.

ગુજરાતની નદીઓની હકીકત ગુજરાતના સામાન્ય ... લેવી.

**સિંધુ:**—હિમાલય પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તેને કાંઠે મિટનકોટ, સક્કર, બક્કર, રોરી, હૈદ્રાબાદ, કોટ્રી, મીઆની ને કરાંચી છે.

**ગોદાવરી:** ત્ર્યંબક પાસેના સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે એને કાંઠે નાશક ને ત્ર્યંબક છે.

**ભીમા:**—સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી કૃષ્ણાને મળે છે. એને કાંઠે પંઢરપુર છે.

**કૃષ્ણા:**—સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે. એને કાંઠે સત્તારા, સાંગલી, મીરજ ને કુરૂંદવાડ છે.

**નીરા:**—સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી ભીમાને મળે છે. એને કાંઠે ભોર ને ફલટન છે.

**ખનીજ પદાર્થો:**—કાઠિઆવાડના ડુંગરમાંથી ઘર બાંધવા પત્થર નીકળે છે. પંચમહાલમાંથી લોઢું તથા મેંગેનીસ નીકળે છે. આરાસુરમાંથી આરસ નીકળે છે. રાજપીપળાના ડુંગરામાંથી અકીકના પથર નીકળે છે. સિંધની પશ્ચિમમાં પહાડમાંથી ફટકડી, તાંબુ, સીસુ ને ગંધક નીકળે છે. કચ્છમાંથી ફટકડી નીકળે છે. ધારવાડમાંથી લોઢાની કાચી ધાતુ ને સોનુ નીકળે છે.

**મુખ્ય ધર્મ:**—(૧) હિંદુ, (૨) મુસલમાની, (૩) જરથોસ્ત, (૪) જૈન, (૫) ખ્રિસ્તિ.

**ભાષાઓ:**—સિંધમાં **સિંધી**, કચ્છમાં **કચ્છી**, ગુજરાતમાં **ગુજરાતી**, મહારાષ્ટ્રમાં **મરાઠી**, અને દક્ષિણમાં **કાનડી** ભાષા બોલાય છે.

**નહેરો:**—સિંધમાં **સિંધુની** અને પ્રાંતીજ તાલુકામાં સાબરમતીની નહેર છે.

**તમાકુ:**—ચરોતરમાં.

**કપાસ:**—કાનમ, રેવાકાંઠા એજન્સિ, સિંધ, ખાનદેશજીલ્લો, અહમદનગર જીલ્લો, નાશક જીલ્લો, કોલ્હાપુર ને જતમાં થાય છે.

**ડાંગર:**—દશક્રોઇ, માતર, થાણા, સિંધ, પુના, સતારા, રત્નાગિરિ ને કોલાબા જીલ્લામાં થાય છે.

**મીઠું:**—ખારાઘોડા, વસાઇ, ભાયંદર, ધરાસણા, કોલાબા ને ગોવામાં પકવવામાં આવે છે.



# ભૂગોળના સવાલો.

૧ ઉત્તર વિભાગના ઉપરીને શું કહે છે ? તેનું સદર સ્ટેશન ચાં છે..

૨ ઉત્તર વિભાગના કમિશ્નર સાહેબના હાથ નીચે કેટલા કલેક્ટરો છે ?

૩ ઉત્તર વિભાગના કમિશ્નર સાહેબના હાથ નીચે કેટલા પોલિ-
ટિકલ એજન્ટો છે ?

૪ ખંભાત સંસ્થાનનો પોલિટિકલ એજન્ટ કોણ છે ?

૫ જવાર સંસ્થાનનો પોલિટિકલ એજન્ટ કોણ છે ?

૬ રેવાકાંઠા એજન્સિનો પોલિટિકલ એજન્ટ કોણ છે ?

૭ સુરત એજન્સિનો પોલિટિકલ એજન્ટ કોણ છે ?

૮ ગાયકવાડી રાજ્ય કોની સત્તા નીચે છે ?

૯ મુંબઇ સરકાર કોને કહે છે ?

૧૦ કાઠિઆવાડ એજન્સિ કોની સત્તા નીચે છે ?

૧૧ ઉત્તર વિભાગ અને ગુજરાત પ્રાંતનો તફાવત બતાવો.

૧૨ ઉત્તર વિભાગના જીલ્લા બોલો.

૫૦ ઉત્તર વિભાગનાં દેશી રાજ્ય બોલો.

૧૪ ઉત્તર વિભાગમાં મીઠું ક્યાં થાય છે ?

૧૫ અંગ્રેજી રાજ્યના અમલદારો ને ગાયકવાડી રાજ્યના અમલદા-
રોમાં શો ફેર છે ?

૧૬ અમદાવાદ શામાટે પ્રખ્યાત છે ?

૧૭ કઇ કઇ નદીઓ કચ્છના રણને મળે છે ?

૧૮ કઇ કઇ નદીઓ ખંભાતના અખાતને મળે છે ?

૧૯ ઉત્તર વિભાગમાં કેળાં ક્યાં વધારે થાય છે ?

૨૦ ઉત્તર વિભાગમાં ક્યા તાલુકાની હવા રોગીષ્ટ છે ?

૨૧ ઉત્તર વિભાગનાં જાત્રાનાં ઠેકાણાં કહો.

૨૨ ઉત્તર વિભાગના મુખ્ય બંદરો બોલો.

૨૩ ઉત્તર વિભાગમાં કયા કયા ધર્મ ચાલે છે ?

૨૪ ઉત્તર વિભાગમાં વેપાર કયા સાધનોથી ચાલે છે ?

૨૫ ખંભાતનો વેપાર શાથી પડી ભાગ્યો છે ?

૨૬ ઉત્તર વિભાગમાં મુસલમાની રાજ્ય ક્યાં ક્યાં છે ?

૨૭ ઉત્તર વિભાગમાંથી કયો માલ પરદેશ જાય છે ?

૨૮ ઉત્તર વિભાગમાં કયો માલ પરદેશથી આવે છે ?

૨૯ ઉત્તર વિભાગનો થાણા જીલ્લો બીજા જીલ્લાઓથી જુદો શા બાબતમાં પડે છે ?

૩૦ ઉત્તર વિભાગના પર્વત બોલો.

૩૧ ગુજરાત નામ શા ઉપરથી પડયું છે ?

૩૨ મહીકાંઠા એજન્સિનાં સંસ્થાન બોલો.

૩૩ રેવાકાંઠા એજન્સિનાં સંસ્થાન બોલો.

૩૪ રેવાકાંઠા એજન્સિમાંથી કયો માલ બહારગામ જાય છે

૩૫ સુરત એજન્સિનાં સંસ્થાન બોલો.

૩૬ થાણા જીલ્લાના કલેકટરને તાબે કયું સંસ્થાન છે ?

૩૭ રૂ અને ડાંગરના પાક ક્યાં વધારે થાય છે ?

૩૮ ઉત્તર વિભાગના ખનિજ પદાર્થો બોલો.

૩૯ ઉત્તર વિભાગનાં દેશી રાજ્ય બોલો.

૪૦ સિંધ વિભાગના ઉપરીને શું કહે છે ?

૪૧ સિંધ વિભાગના કમિશ્નરના હાથ નીચે કેટલા કલેકટરો ને કેટલા ડેપ્યુટિ કમિશ્નરો છે ?

૪૨ સિંધ વિભાગમાં દેશી રાજ્ય કયું છે ?

૪૩ સિંધ વિભાગની આબોહવા બોલો.

૪૪ સિંધમાં વરસાદ ઓછો પડે છે છતાં ત્યાં પાક સારો થાય છે તેનું કારણ શું?
૪૫ સિંધમાં મોટું બંદર કયું છે?
૪૬ સિંધમાંથી કયો માલ પરદેશ ખાતે જાય છે?
૪૭ સિંધમાં રણ કયું છે?
૪૮ સિંધના પર્વત બોલો.
૪૯ કચ્છનાં બંદર બોલો.
૫૦ ભુજ નામ શા ઉપરથી પડ્યું?
૫૧ જોકોણાબાદ નામ શા ઉપરથી પડ્યું?
૫૨ કંથકોટ શામાટે પ્રખ્યાત છે?
૫૩ કચ્છમાંથી કયો માલ બહારગામ જાય છે?
૫૪ ઉત્તર વિભાગ ને દક્ષિણ વિભાગનો મુકાબલો કરો.
૫૫ ઉત્તર વિભાગ ને મધ્ય વિભાગનો મુકાબલો કરો.
૫૬ મધ્ય વિભાગના જીલ્લાઓ બોલો.
૫૭ મધ્ય વિભાગનાં દેશી રાજ્ય બોલો.
૫૮ મધ્ય વિભાગના કમિશ્નર સાહેબ ક્યાં રહે છે?
૫૯ મધ્ય વિભાગમાંથી કયો માલ પરદેશ ખાતે જાય છે?
૬૦ મધ્ય વિભાગમાં કઇ ભાષા બોલાય છે?
૬૧ મધ્ય વિભાગના પર્વત બોલો.
૬૨ દેશી ખ્રિસ્તિની વસ્તી ક્યાં વધારે છે?
૬૩ થાણા જીલ્લાને મળતો કયો તાલુકો છે?
૬૪ મુંબાઇ ઇલાકાનાં ક્યાં ક્યાં સંસ્થાન ગવર્નર સાહેબના હાથ નીચે છે?
૬૫ મુંબાઇ ઇલાકાનાં ત્રણ મોટામાં મોટાં બંદરો લખો.
૬૬ મુંબાઈ ઇલાકાનાં સ્વતંત્ર દેશી રાજ્ય લખો.
૬૭ દરીઆ કિનારે શેનો પાક વધારે થાય?

૬૮ દક્ષિણ વિભાગના કયા તાલુકા દરીઆ કિનારે આવેલા છે ?
૬૯ ગવર્નર સાહેબ ચોમાસામાં ક્યાં રહે છે ?
૭૦ ગવર્નર સાહેબ ઉનાળામાં ક્યાં રહે છે ?
૭૧ કલેકટર સાહેબનાં કામ લખો.
૭૨ નદીનું મુખ, મૂળ ને ડેલ્ટા કોને કહે છે ?
૭૩ સામુદ્રધુની અને સંયોગીભૂમિમાં શો ફેર છે ?
૭૪ ભૂશિર ને અખાતમાં શો ફેર છે ?
૭૫ પર્વત અને ડુંગરમાં શો ફેર છે ?
૭૬ મુંબઇના ગવર્નર સાહેબને મદદ કરવા કેટલાં ને ક્યાં ક્યાં મંડળો છે ? તે દરેક મંડળીમાં કેટકેટલા સભાસદ હોય છે ?
૭૭ ઇલાકો, પ્રાંત ને વિભાગ કોને કહે છે ?
૭૮ એજન્સિ ને સંસ્થાનમાં શો ફેર છે ?
૭૯ મુંબઇ ઇલાકાનાં દેશી રાજ્ય લખો.
૮૦ પારસી લોકોનું જાત્રાનું ઠેકાણું કયું છે ?
૮૧ ગોદાવરીનું મૂળ કયાં છે ?
૮૨ મુંબાઇ ઇલાકામાં ધોધ કયાં કયા છે ?
૮૩ કઇ કઇ નદીઓ અરબી સમુદ્રને મળે છે.
૮૪ મુંબાઇ ઇલાકામાં મોટામાં મોટો પર્વત, મોટામાં મોટી નદી મોટામાં મોટું બંદર ને મોટામાં મોટું શહેર કયું ?
૮૫ મોટામાં મોટું દેશી રાજ્ય કયું છે ?
૮૬ કઇ નદીઓ પૂર્વથી પશ્ચિમમાં વહે છે ?
૮૭ કઇ નદીઓ પશ્ચિમથી પૂર્વમાં વહે છે ?
૮૮ કાઠિઆવાડની નદીઓ નાની શા કારણથી છે ?
૮૯ મુંબાઇ ઇલાકામાં રણ કયાં છે ?